કરો સાંધા ઢીલા સરકારના રે,
શસ્ત્ર છોડીને શુદ્ધ અસહકાર:
રાજ્ય પરદેશીઓનું ના ટકે રે,
દેશીઓ જો તજે સરકાર:
રાજ્ય પરદેશીએ આ હિંદનું રે,
લૂંટયું નાણું હજારો લાખ:
રાજ્ય પરદેશીએ આ હિંદના રે,
બધા ધંધાનો કીધો નાશ:
રાજ્ય પરદેશીએ આ હિંદના રે,
લૂંટયાં વસ્ત્રો, ઘી, દૂધ ને ધાન્ય:
બડીબડી નોકરીઓ સાબને રે,
છોટી છોટીમાં હિંદનાં બાળ:
દૂધ, માખણ ને મેવો સાબને રે,
પૂરું પામે ન હિંદીઓ ધાન:
સાહ્યબી છે ગોરાને જેલમાં રે,
હિંદી નેતાને ડાકુ મનાય:
માટે બાળો સરકારી નોકરી રે,
પ્રભુપંથે વળો ધરી હામ.

૨

કેમ થાયે સરકારની નોકરી રે,
જેણે પકડ્યા શૂરા સરદાર:

કરે સરકારી નોકરી આ સમે રે,
દેશદ્રોહી પૂરા કહેવાય:

દેશદ્રોહી બનીને જીવવું રે,
હિંદમાતાની કૂખ લજવાય:

પેટ કાજે ડુબાડે દેશને રે,
દેશ દેશે લાખો ફિટકાર:

નથી સરકાર કોઈને પોષતી રે,
પોષનારો પ્રભુ બળવાન:

પટેલાઈ ને નોકરી સર્વનાં રે,
દીઓ રાજીનામાં ધરી હામ:

ધન્ય વેળા, ઘડી આ ધન્ય છે રે,
નોકરીને લગાવો લાત:

## ૩

(યજ્ઞ અમે માંડયો રે—એ રાગ)

યુવકો ઝુકાવજો રે,
ભારત આઝાદીજંગમાં:
લાજે જુવાની ઘરમાં ભરાયે,
આવી ઝુકાવો જંગમાં:
લાજે જુવાની કાયર બન્યાથી,
ખેલો શૂરા સંગ્રામમાં:
દીપે જુવાની કાયા હોમ્યાથી,
અમર મૃત્યુ મેદાનમાં:
દીપે જુવાની માથું મેલ્યાથી,
ભરતી થાઓ રણ રંગમાં:
કરી કેસરિયાં સાંઢોને મોરચા,
ભારત આઝાદીજંગમાં:

૪

જંગ માંડ્યો મહાત્મા ગાંધીએ રે,
હાથ કરવાને પૂર્ણ સ્વરાજ:
એણે હાકલ પાડી છે દેશમાં રે,
થજો હિંદી શૂરા તૈયાર:
હિંદમાતાની બેડીઓ તોડવા રે,
કરો વહાલી કાયા કુરબાન:
તોપબંદૂકને તાબે કરે રે,
અહિંસાનું રૂડું હથિયાર:
જિંદગાની ગુલામની ધૂળ છે રે,
મરી જાણો સ્વતંત્રતા કાજ:
જેમ કૂદે પતંગિયાં દીપમાં રે,
કૂદી પડજો ભારત નરનાર:
આ ટાણાનો જંગ છે આખરી રે,
ફના થવું કે લેવું સ્વરાજ:
ભલે છૂટે જાલિમની ગોળીઓ રે,
ભલે મારે હજારો લાખ:
ભલે સામગ્રી રાક્ષસી સામટી રે,
વાપરી લે બ્રિટિશ સરકાર.

## ૫

શૂરા જીતે સંગ્રામ—માથાં મેલી.

માથું આપે નાક ન આપે,
એ શૂરાનાં કામ—માથાં૦

લડવા ટાણે શૌર્ય બતાવે,
તુચ્છ ગણે ધનધામ—માથાં૦

ટેક નિભાવે નામ ઉજાળે
કાયા કરે કુરબાન—માથાં૦

હટવાનું તો નામ ન જાણે,
છાતીએ ઝીલે બાણુ—માથાં૦

જુલમીના જુલમોને છેદે,
ન્યાય કાજે લડનાર—માથાં૦

સત્યના કાજે લડનારાનું,
મૃત્યુ અમર ગણાય—માથાં૦

૬

નહિ હઠશે, નહિ હઠશે,
બહાદુરો પાછા નહિ હઠશે.

લડશે લડશે સમરાંગણમાં,
છોને ફના થવાય—પાછા૦

કુરબાની કરતાં નહિ થાકે,
ઘૂમે રણમેદાન—પાછા૦

જુલમઘંટીમાં છોને પીલે,
શેતાની સરકાર—પાછા૦

જુલમોથી રોળાયાં જગમાં,
લાખો જુલમી રાજ—પાછા૦

રણે ચડેલા સત્યાગ્રહીઓ,
નમાવશે સરકાર—પાછા૦

૭

(બારડોલી યુદ્ધે જીત્યું છે—એ રાગ)

આપી બલિદાન લાખો વીરોનું;
લેવું છે પૂર્ણ સ્વરાજ્ય રે —
ગાંધીજી જુદ્ધે ચડયા છે.

દુર્ગુણ લાખો પરદેશી રાજ્યથી;
આવ્યા છે હિંદ મોઝાર રે — ગાંધીજી૦

મૃત્યુથી બૂરું જીવન ગુલામનું;
ગુલામી ના સહેવાય રે — ગાંધીજી૦

છોટી પ્રજાઓ સ્વાતંત્ર્ય માણે;
શાને ભારત ગુલામ રે? — ગાંધીજી૦

સાંધા ઢીલા કરો પરદેશી રાજ્યના;
સાધીને શુદ્ધ અસહકાર રે — ગાંધીજી૦

ઉખેડો મૂળિયાં પરદેશી રાજ્યનાં;
હિંદીનું ધાર્મિક કાજ રે — ગાંધીજી૦

વરસે વરસાદ ભલે ગોળા ને બોમ્બનો;
હઠશે ન સૈનિક એક રે — ગાંધીજી૦

## ૮

(શાને લીધા મોરા શ્યામ, અબોલડા શાને લીધા રે—એ રાગ)

જાગ્યા ભારતના સંતાન, હવે તો જાગ્યા જાગ્યા રે,
મીઠાનો કાયદો તોડી પાડીશું;
હૈયામાં પૂરી છે હામ — હવે૦
મીઠાનો કાયદો તોડી પાડીશું;
વેઠીશું દુઃખો તમામ — હવે૦
મીઠાનો કાયદો તોડી પાડીશું;
પૂરું સાચવશું સ્વમાન — હવે૦
મીઠાનો કાયદો તોડી પાડીશું;
હઠવાનું લેવું ન નામ — હવે૦
મીઠાનો કાયદો તોડી પાડીશું;
મદદે ઊભા છે શ્રીરામ — હવે૦

પ્રાણ થકી પ્યારી રે, અમને આઝાદી માતની.
સર્વસ્વ દેશું પાછું ન જોશું;
લેવા આઝાદી માતની—પ્રાણ૦
વિઘ્નો હજારો ઓળંગી જઈશું;
આશિષ વરસે માતની—પ્રાણ૦
કરી કેસરિયાં માંડીશું મોરચા;
તોડીશું બેડીઓ માતની—પ્રાણ૦
ઝૂઝે બત્રીસા આઝાદી જંગે;
સાધે આઝાદી માતની—પ્રાણ૦

## ૧૦

(ડરતા નથી સરકારથી રે, અમે ડરતા નથી સરકારથી—એ રાગ)

તોડશું, તોડશું, તોડશું રે,
અમે મીઠાનો કાયદો તોડશું;

વીશગણાં નાણાં સરકાર લૂંટે,
એવો એ કાયદો તોડશું રે—અમે૦

લૂંટે ગરીબને, લૂંટે અપંગને,
જુલ્મી એ કાયદો તોડશું રે—અમે૦

લૂંટે અભણને, લૂંટે ગામડિયા,
પાપી એ કાયદો તોડશું રે—અમે

રોજી તોડી છે લાખો લોકોની,
એવો એ કાયદો તોડશું રે—અમે૦

ચાલો જુવાનો કરી કેસરિયાં,
જુલ્મો સરકારના તોડશું રે—અમે

૧૧

અમે સિપાહી પૂર્ણ સ્વરાજ્યના રે,
જાત હોમીને લેશું સ્વરાજ્ય—અમે૦
નથી પરવા ધંધાની આ સમે રે,
ધૂન લાગી છે લેવા સ્વરાજ્ય—અમે૦
નથી ચિંતા કુટુંબની આ સમે રે,
ચિત ચોટયું છે લેવા સ્વરાજ્ય—અમે૦
નથી પરવા ઝરૂખા મહેલની રે,
મરી મીટીને લેવું સ્વરાજ્ય—અમે૦
નથી પરવા જાલિમના જુલ્મની રે,
મોત ભેટીશું લેવા સ્વરાજ્ય—અમે૦
આજ મસ્તી છે પૂર્ણ સ્વરાજ્યની રે,
માત ભારતનો જયજયકાર—અમે૦

## ૧૨

અમે ડરતા નથી કદી જુલ્મથી રે,
જુલ્મીનો જગતમાં નાશ છે રે,
  સત્યવાદીનો જયજયકાર—અમે૦ ૧.
જુલ્મ સામે નીડર થઈ ઝૂઝશું રે,
  ભલે માથું ને ધડ જુદાં થાય—અમે૦ ૨.
નહિ નમશું અમે સરકારને રે,
  ભલે કાયાના કટકા થાય—અમે૦ ૩.
તોપ, બંદૂક, બૉમ્બ ખૂટાં થશે રે,
  નહિ ફાવે જાલિમ સરકાર—અમે૦ ૪.

## ૧૩

ચાલો જુવાનો ચાલો, કરવા માતભૂમિ આઝાદ;
કેસરિયાં કરીને ચાલો, કરવા માતભૂમિ આઝાદ.

સ્વાતંત્ર્ય સાધવા કાજે, સોનેરી ટાણું આજ;
ગાંધીની નોબત બાજે— કરવા૦

છો તોપબંદૂકો લાવે, જુલ્મોના ડુંગર આવે;
સૈનિકને મરવું ભાવે— કરવા૦

શાંતિના શસ્ત્રે લડવું, પાછું પગલું ના ભરવું;
હસતે મુખડે રણ મરવું— કરવા૦

સઘળા ધંધાને મેલો, પામર બંધન હડસેલો;
અવસર છે આજે છેલ્લો— કરવા૦

જોબન શક્તિ વર્ષાવો, આ દૈવી યુદ્ધ દીપાવો,
રણસંગ્રામે ઝુકાવો— કરવા૦

## ધૂન

ડંકો વાગ્યો લડવૈયા, શૂરા જાગજો રે;
શૂરા જાગજો રે, કાયર ભાગજો રે:
ડંકો વાગ્યો.

માથું મેલો, સાચવવા સાચી ટેકને રે;
સાચી ટેકને રે, સાચી ટેકને રે:
માથું મેલો.

તોડી પાડો સરકારી જુલ્મી કાયદા રે;
જુલ્મી કાયદા રે (૨)
—તોડી પાડો૦

ભારતમુક્તિને કાજે, કાયા હોમજો રે;
કાયા હોમજો રે (૨)
—ભારત૦